પ્રભુ પ્રભુ તમારા દેશને માટે.





# દેશ દર્પણ



યાને

## હૃદયના ઉદ્ગાર.

દોહરો.

...., વીરાઓ ઘણી
પણ વાંચો આ એક
દેશ દર્પણ આ સૂચવે
ગાઓ હૃદયથી ટેક



સ્થિતિ જુઓ આ દેશની
ગુણીઅલ ગાંડા થઈ ફરે
આનો દોઢ રાખ્યો અમે
નયનોથી આંસુ આ ઝરે

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.
ચાઈલાલ દેશાઈભાઇ પટેલ, શાંતિપોળ-કરમસદ.,
પુસ્તક સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર"
પ્રેસમાં મગનલાલ વનમાળીદાસે છાપ્યાં.

આવૃત્તિ ૧લી | પ્રત ૬૦૦૦
૧૯૨૧ | કીંમત દોઢ આનો | સંવત ૧૯૭૭

# લેખકના બે બોલ.

દેશી બન્ધુઓ દેશને ઉ-તેજન આપવું એ આપણું ખરૂ પુરૂશાર્થ છે, તેમાંજ આપણું હીત સમાએલું છે;તેમાં આપણું ધન અને દોલત સઘળી તેમાંજ છે. તો આ મારી અલ્પ બુદ્ધિના પ્રભાવથી મેં જે બે બોલ લખી જાહેર કર્યાં છે તેના ગુણ ગ્રહણ કરી રહેલા દોષો નીવારણ કરી મારી અલ્પ બુદ્ધિની આશામાં વધારો કરશો. વળી કહ્યું છે કે દુનિયાં સ્વાર્થી છે, તો પ્રિય વાંચકવૃંદો જરા સાંભળો. ખરેખર સ્વાર્થ તો પ્રાણી માત્રનામાં સરજાએલો છેજ. જંગલમાં મંગળ માનનારા પણ એક તરફના સ્વાર્થીજ છે, તો હું તો એક સંસારમાં સપડાએલો પામર મનુષ્ય છુ, તો મને સ્વાર્થ કેમ ન હોય. પરંતુ એવો સ્વાર્થી નથી કે બીજાની ગરદન ઉપર છુરી ચલાવી મારો સ્વાર્થ સુધારી લઉં, પરંતુ મારી ટુંકી બુદ્ધિની દોરી વડે જડ જેવા જીવોને ઝરામાં ડુબતા બચાવી દોરીને રસ્તે ચઢાવી સારે રસ્તે લેવા એ મારૂં કર્ત્તવ્ય સમજી આ લેખ અત્રે અમલમાં મુકું છું તે આપ સદ્ગ્રહસ્થો પ્રેમથી સ્વીકારી મને હીંમત આપશો એવી આશા છે વળી વધારામાં આવા લેખો મફત મફત પણ વહેંચુ પણ અસમ્ભવિત છે. કદાચ કોઈ ગૃહસ્થ મને જો હીંમત આપે તો ખરેખર મારા દેશને માટે દુઃખી થવાને તૈયાર છું, બીજું લખાણ ભયંકર હશે પણ હીત સમાએલું છે, હું એમ નથી 'કહે તો કે ભણેલાજ કુલાંગાર છે, હાલમાં તો ભણેલા ને ગણેલા સરખાજ છે, પરંતુ સેંકડે નોણોસો ટકા ભણેલા ભારે કહેવાજ પડશે, હું શી એટલો બધો વિદ્વાન કે ભણેલાને માથે ભાર મૂકી ભારે

પડું તેમ નથી, એટલો બધો ધનવાન કે ધનહીનોને ગુજારી શકું પરંતુ ધનરૂપી મગજના ભંડારમાંથી ભાગ્યા તૂટા બે બોલ જાહેર કર્યાં છે તેને આપના હૃદયમાં રેડી જોશો તો આપને માલુમ પડશે કેઃ—

દોહરો.

જન્મધરી નીજ દેશમાં જો દેશનું હીત ના કર્યું
ધીક્કાર તેના જીવનને તે જીવનથી ઉદય શું થયું
જન્મયું તે મરશે સદા જાશો ખાલી હાથ
ઝાંઝવાના જળ સમીઆ શું ભીડો છો બાથ
દીવાની બળતી જ્યોતમાં (જેમ) પતંગીયું ઝંપલાય છે
તેમ સ્વાર્થીઓ શુરા સદા અંતે ઘણું પસ્તાય છે
મુમ્મત મુકો ઓ માનવી રંગે નારંગી નથી
સારંગીના શુરમાં ઈંદ્રપુરી સામી નથી
જુઠી બાજી જગતની જીત્યાતણું બળ બહુજ છે.
જીતી કરો વશ બાજી તો સ્વર્ગ સામને તૈયાર છે.



# હાય હિંદ તારી આ શું દશા ?

બંધુઓ ?

ટાઇટલનું તાન છોડી ગુમાનીનું ગાન છોડી
પરદેશમાં રહેવું છોડી ખાંતેથી દીન આ નીભાવશો.
( તો શું થશે કે )
પ્રભુ સદા રાખે રાજી પ્રીતેથી આપે ભાજી
તેમાં તે શું કરે પાજી અંતે ઉજાળામાં મહાલશો

---

જરા સાંભળો કહ્યું છે કેઃ—

૧ પોથાં થોથાં બહુ પઢયા પણ ધર્મને ભૂલી ગયા
ટાઇટલ તણા ખીતાબથી આંખો મીચી ઉંઘી ગયા
૨ નથી શરમને હોતાં શીંગડાં દયા ધરો આ દેશની
ગરીબો હોમાયા ઘાણમાં જુઓ દશા આ દેશની
૩ સજી ઠાઠ જેન્ટલમેનનો ધમકાવો ઘણા ખાઇને
ભુખે મરે ભાન્ડુ તમારા આપો ધીરજ કર ઝાલીને
૪ સળગે દેશ દાવાનળે કુદી પડો અંગારમાં
શાંતિ પમાડો જવાળને ઉઠી અરે સૌ સાથમાં
૫ ધરી જન્મ નીજ માતને ભૂલી તમો ભુલા પડયા
આળસ તજી આંસું લુંછો જુઓ ખરેખર તે રડયાં
૬ કુદરત પ્રભુ દેખાડશે ફુટશે ઘડો સૌ પાપનો
અંતે પરાજય પામશે વાવટો ફરકશે આપનો
૭ ન્યાય અદલ મળશે કહું ઇશ્વરતણા દરબારમાં

જુઠાને જુતીયાં મારશે કહ્યું સત્યના સણગારમાં
૮ ગાંધી ગાંડા થઈ ફરે નીજ દેશનુ દુઃખ દેખીને
અંતરની ઉર્મી કયાં કહે જુએ પ્રભુ સૌ પેખીને
૯ પહ્લાદ ઉગાર્યો પલકમાં હીર્ણાકશ્ય સંહારીને
રોર્યો રાવણ રણમાંહી તે ઉઠી જુઓ સૌ ધારીને
૧૦ સત્યે જયસમ જાણજો અમૃત પીઓ આ હોંસથી
ડંકો વગાડી દેશનો બંન્ધુ ઉઠો સૌ આજથી
૧૧ ભાઇલાલ ભાષણ તો કરે પ્રભુ તણા પ્રતાપથી

---

વાંચીને વિચારજો હૃદયતણા પ્રભાવથી.
નીજ ધર્મ તમારા દેશનો પરધર્મમાં ગુંચાય છે
ફાંફાં મારી અવનીમહી અંતે ખરાબી થાય છે
સમજો અરે બન્ધુ તમે શાણા થઇ સાચા બનો
ઈનસાફ પ્રભુ ત્યાં આપશે ડંકો થશે ત્યાં ન્યાયનો
પ્રાચીન અમારા દેશનું ભણતર અમે ભૂલી ગયા
સાચા શુરા સતવાદીયા દુઃખો મહી ડુલી ગયા
આ દેશ દર્પણ સૂચવે ભાવે ભણો બન્ધુ તમે
ઉરે ઉમરકા લાવીને પટેલ પઢાવે આ સમે.



# નં. ૨

## મરીશું દેશને માટે

( રાગ હૃદયનો. )

ગાઇશું ગાન ભારતનું, અમો સંતાન ભારતના,
ચાહીશું હીત ભારતનું, અમો સંતાન ભારતના.
સહીશું કષ્ટના ભારા, અમારા દેશને કાજે,
પડીશું નહિ કદી પાછા, અમો સંતાન ભારતના.
ભલે આકાશ પણ તૂટે, ચૂકીશું ધર્મે નહિ મુખે,
મળીશું દેશને માટે, અમો સંતાન ભારતના.
ઝુકાવી શીર સોંપીશું, ભલે ધડ ભોંયપર પડતું,
નથી પરવા જરા અમને, અમો સંતાન ભારતના.
તજીશું પ્રાણુ આ પ્યારો, ભલેને જીવ લે સારો,
મૂકીશું ટેક નહિ આજે, અમો સંતાન ભારતના.
અમારા દેશને માટે, અમોએ જન્મ છે લીધો,
જગાડયો દેશ તે આજે, અમો સંતાન ભારતના.
ચઢયા વંટોળીએ વીરા, ચલાવી સત્યના ડંકા,
વીજય ડંકા વગાડીશું અમો સંતાન ભારતના.
શુરી શમશેર આમનની, હવે કબજે કરીશું તો
થશે પોખાર ના પહાડો, અમો સંતાન ભારતના
અરે હિંદુ મુસલમાનો, તજો આ દ્વેષ જે રાખ્યો
રહો સૌ સાથમાં સંપી, અમો સંતાન ભારતના
ધરીને ધ્યાન તો ખેંચો, જુઓ આ દેશના દુઃખો
ભુખે રખડે ઘણા ભોળા, અમો સંતાન ભારતના

કમાવી કંઇક કોડીને, ગુમાવે હાથની મુડી
દશા આ દેખશો રૂડી, અમો સંતાન ભારતના
અમીમય આંખ ખોલીને, ઉઠો વીરા તમે આજે
લખ્યો આ લેખ તે કાજે, અમો સંતાન ભારતના
હૃદય મુજ કાબુમાં રહેતું, નથી આ લેખ લખવાથી
જોઇ દુઃખ દેશનું ભારે, અમો સંતાન ભારતના
રહેલી ભુલ હોય મારી, ક્ષમા કરશો તમે ભાઈ
વદે ભાઇલાલ તો વાણી, અમો સંતાન ભારતના.

---

## નં. ૩

(રાગ સીધોને સટ).

દયાળુ દેશીઓ મારા દયા દીલમાં જરા લાવો
ગરીબોને ગુજારીને દયા દીલમાં જરા લાવો
શ્રીમંતો શોખથી શાણા કરે કામો ઘણાં રાણા
દયાથી દાન દીપાવીને દયા દીલમાં જરા લાવો
વિના વસ્ત્રે ઘણા બાન્ધુ રખડતા રોજ ઉઠીને
અમીની આંખ ખોલીને દયા દીલમાં જરા લાવો
મધુરાં બાળ જે પ્યારાં બીચારાં દુઃખમાં રખડે
તમો તેને નીભાવીને દયા દીલમાં જરા લાવો
ભુલેલા શીખીલા શાણા મદદ આવી તમો કરશો
ખરીસુ રસ્તે એ પ્યારા દયા દીલમાં જરા લાવો
તમારી પેઢીઓ આલે હુંડી નાણું ઘણાં આપે

તેમાંથી કંઇ બચાવીને દયા દીલમાં જરા લાવો
નથી તમ જીંદગી ભારે પલકમાં તે પડી જાશે
હૃદય ઉજવળ બનાવીને દયા દીલમાં જરા લાવો
જમાનામાં જુઓ સઘળે દુકાળો તો દીઠા આજે
ચૂકેલા ધર્મને કાજે દયા દીલમાં જરા લાવો
વાવેલાં બીજ તે ફળશે પ્રભુને ત્યાં જરૂર મળશે
અગાડી ઠોકરે ચઢશે દયા દીલમાં જરા લાવો
વહેલું વહાણુ થઈ અડશે ઝવેરી જોખીને ભરશે
અંતે સ્વર્ગે જઇ ફરશે દયા દીલમાં જરા લાવો
તીજોરીના ભલે તાળાં તડાકામાં તુટી જાશે
દાટેલાં દેશમાં નાણું સવાયાં તે જરૂર થાશે
લખ્યું મુજ બન્ધુને માટે સુધારા દેશને કાજે
વદે ભાઇલાલ ઓ પ્યારા દયા દીલમાં જરા લાવો.



## નં. ૪

## વિદેશ વસેલા પતિની સતિનો વિલાપ.

( રાગ રડવાનો ).

મળ્યો આ પત્ર ઓ સ્વામી ફટક આ છાતીમાં જામી
ફરકતી આંખ જોઇ મારી રખે દુઃખ આવતું જામી
શોનેરી શાહીથી શાણા લખ્યું શું હાસ્યથી રાણા
અભાગીને મૂકી ચાલ્યા રખડતી વીણવા છાણા
કહ્યું માન્યું નહિ પ્યારા વિયોગી તે થઇ દારા

દુઃખે દીન કેમ જશે મારા વહે આંસુ એ ચોધરા
કીધા તો સંગ મેં શાણા વચન પર ફેરવ્યા પાણા
વછર્યા શું સ્વર્ગે જઇ વાણી લખેલા લેખની શાણા
કીધી વીધવા મને વાલા વરસ વય બારમાં સ્વામી
જુવાની જોરમાં ચાલે પડી આ જોડમાં ખામી
ખીલી કરમાય છે વાડી સુકાતી દેહ આ મારી
પ્રભુ જોશો જરા ધારી દુઃખી આ દુખતી નારી
બળીને ખાખ થાઉં છું છતાં કયાં આપ આવો છો
સુતેલા સ્વપ્નમાં જાણી પિયુજી શું બતાવો છો
નયનથી ચાલતાં નારાં સ્વામીજી શું કીધાં ખારાં
કરમમાં શું લખ્યાં આડાં ભર્યાં કયાં દુઃખનાં ગાડાં
દીઠા આ દુઃખના ડુંગર ધીરજ કોણ આપશે અમને
પુછું છું છું કહું તમને બતાવોને કહું અમને
જોઇ દુઃખ નારનું સઘળું પ્રભુને પ્રેમથી વીનવે
હવે રસ્તો બતાવોને વદે ભાઇલાલ એ તમને

---

## નં. ૫

### પ્રિય વદે ડેરી માતા.

( રાગ ઠંડા આઇસ્ક્રીમ જેવો ).

સુતેલા હિંદના બાળો હવે તો ઊંઘથી જાગો
બન્યા મસ્તાન શું પ્યારા હવે તો ઊંઘથી જાગો
જુઓ દુધ ડેરીએ ચાલ્યું બળ્યું હાયે હૃદય મારૂં
પોકારો પ્રેમથી જાણી હવે તો ઊંઘથી જાગો

નથી દુધ ઘી જરા મળતાં માતા ઘરમાં લડે ભારી
જુઓ શી થઇ દશા ભારી હવે તો ઊંઘથી જાગો
ચઢયા લક્ષ્મી તણા લોભે મરો છો દેહના રોગે
હઠાવો ડાકણી માને હવે તો ઊંઘથી જાગો
લાલચમાં તો પડયા લપસી દશા આ દેખશો જક્ષી
ચુસ્યાં ખુન દેહનાં આજે હવે તો ઊંઘથી જાગો
શ્રીમંતો મોજથી પીતા ગરીબો દુઃખમાં મરતા
દયા દીલમાં જરા લાવી હવે તો ઊંઘથી જાગો
બન્યા રોગી તમે છેલા સુતા શું પ્રેમથી ઘેલા
તજી આળસ અરે ભાઇ હવે તો ઊંઘથી જાગો
જુઓ આ દેશમાં ડાકણ વસી છે મોજથી પોતે
પડયા છો ફંદમાં આવી હવે તો ઊંઘથી જાગો.
હતું પૂર્વે ઘણું સસ્તું નથી મળતું જરા આજે
જરા કંઇ ધ્યાન આપીને હવે તો ઊંઘથી જાગો
દુધારા દેશમાં પાકયા ખરેખર સૌને મન ભાવ્યા
કદર કરશો જરા ધારી હવે તો ઊંઘથી જાગો
સુતેલા સોડ તાણીને પોકારો પ્રેમથી સુણજો
કરો બંધ ડેરીએ જાતું હવે તો ઊંઘથી જાગો
સુધારાની સીડી આજે લખી મેં દેશને કાજે
સુધારી ભુલ જોઈ મારી હવે તો ઊંઘથી જાગો
દયાળુ દેશીઓ મારા દયા દીલમાં જરા લાવો
કહે ભાઇલાલ ઓ પ્યારા હવે તો ઊંઘથી જાગો

# નં. ૬

## જરા પ્રભુથી ડર તો રાખો ! ! !

( રાગ ) ડરમાં તું દીલસાથ છોકરા—ડરમાં.

કરો શું આવું કામ બન્ધુઓ કરો શું આવું કામ
દેશ બગાડયો દુઃખે ડુબાવ્યો અંધા બન્યા શું આમ—
છૂપા ઘરમાં બેસી ખૂણે પીવો તમે શું જામ
હાથે કરી કુવામાં પડતાં કરે શાહ્ય શું રામ—
ગરીબ વર્ગપર ધમકી આપી જુલમ કરો શું આમ
સત્યાનાશને ખાટલે ચઢતાં રૂવો જોઇને શામ—
ઇજ્જતને પોકેટમાં ઘાલી લક્ષ્મી લૂંટાવો આમ
ભારતનું આ ભવીષ્ય બગાડી ભીડો તમે શું હામ—
આજકાલ સોખીલા જોતાં શું હું બતાવું હાલ
પીઠામાં પરખાયાં અડતાં નથી શરમ કે લાજ—
દેશ હિંદમાં માંકણ આવી ધર્યું તમે શું ધ્યાન
કહો પ્યાલા જઇને પીવામાં પામ્યા કયાંથી માન—
ગેલન ઉપર ગેલન પીતાં ભૂલ્યા દેશનું ભાન
અવળી મતીના અડબુચો અહી બન્યા મૂર્ખ નાદાન—
કોઇ પંદર કોઇ પચીસ લાવે કોઇ લુખાના છે સરદાર
વળી વળીને બાટલ બાઇનું તોડવા માંડી લાગ્યું તાન—
ગથ્થે ગૂમાવી ઘેલા બનતા હાય અભાગી રાજ
ઇન્ડીયાની પાયમાલી કરવા ધરી હામ શું આજ—
ઠંડા પોરનાં ગપ્પાં લગાવી હેન્ડ હલાવો આમ
સ્વર્ગે સઘળું સાથે લેજો પીકું પ્રભુને ધામ—

પ્યાલા પીતાં બાર વાગશે જવાબ લેશે જયારે
લેખ બતાવે મેખ મારીને યાદ આવશે ત્યારે—
લખ્યો લેખ અંતરથી મારો સાચવશો કહું યારો
ભાઈલાલ કહે છે ભાવ બતાવી ખરીદશો એ યારો—

---

## નં. ૭

### પ્રિય વન્દેહુની બેગ હોટલે મી. હરમાનદાસ.

(રાગ હન્ટરના મારનો).

શુકર તણો આ દીન છે રાત્રી દીશે પુનમ તણી
ભોજન કરી સંધ્યાતણું મીસ્તર ગયા હોટલભણી
ખીસામાં નાણું ખુબ છે મોટર લીધી ભાડે કરી
ભું ભું તણા ભણકારથી આવી હોટલે તે તો ખડી
ફેશન તણા પ્રફુલ્લ ઊઠયા આઉટ મોટરની બાહારમાં
ચટપટ કરી ચાલ્યા ગયા કહું એ હોટલ ની શાનમાં
સેલ્યુટ કરી સાહેબની સાથે જઇ સેકહેન્ડ કરી
ગપ્પાં લગાવી જોરથી પોઝીશને ખામી કરી
સાહેબ સાચા આ જુઓ ખીસામાં ખંખ વાગે સદા
મેટ્રીકથી મન વાળીને મહાલી રહ્યા છે સર્વદા
હાથે કરી સાહેબથી સેકહેન્ડમાં સામેલ થયા
ઓર્ડર અપાવ્યો હોંસથી ખીસા ખરાબી તો થયા
પુરી બટાટા ડીસબે ભજીઆં લીધાં છે ભાવથી
ધ્યાન આપશો એ બન્ધુઓ શું થાય છે અહીંઆ ઘડી
આ ચાટતા ચપણું લઇ પુરી જમે અહીં ઠાઠમાં

માખી ઘણી બણબણ કરે રીતે લખું અહીં પાઠમાં.
કૌતક જુઓ આ કારમું ચપણા મહીં મુછો કુબી
કુદરત કરાવે કેર શું મીસ્તર તણી આ શી ખુબી
માખી ઠરી મુછો પરે હેન્ડને હલાવ્યો જોરથી
ડગીપડી ડીશ દેખતાં મીસ્તર ચાં કયા અહીં ફાસ થી
કુદયા અરે કહું એ ઘડી મીસ્તર ઘણા દઝાય છે
ઉની કકડતી જવાળથી મનમાં ઘણું મુઝાય છે
અંગ્રી થયા માલીકપરે ડીશ ફેંકી દીધી જોરથી
ટુકડા થયા તેંતેર કહું માલીક કહેશું શોરથી
શું કર્યું મીસ્ટર અરે બીલડીશનું ચૂકવો તમો
પાવર બતાવો આમ શું તતડી રહ્યા શું આ સમે
ભાષણ થયું મીસ્તર તણું બીલ ચૂકવું કોરટ મહીં
ઢેમ ફુલ ગદ્ધા શું કહે દાઝયા તણું દીલમાં નહીં
આંખો મીચી બીલ માગતાં શરમ આવતી તુજને નથી
જા જા અરે જમમારતા બીલ આપવાનો હું નથી
ગુસ્સો કરી ઉભા થઇ મીસ્ટર હીંડયા છે જોરથી
સાહેબથી સાનો કરી ઘૂરકી રહ્યા મનમાં મથી
ઘંટી થઇ હોટલ મહીં પોલીસ આવી ત્યાં ખડી
બેડી નાંખી છે હાથમાં શું થાય છે અહીં આ ઘડી
લાંચ આપવા પોલીસને ખીસાથી નાંણાં કાઢતા
ચોરી થએલી જોઇને મનથી ઘણું વિચારતા
સાહેબજીએ સારૂં કર્યું ખીસું કાપ્યું આ તો જુઓ
પોલીસ પરાણે લઇ જશે હોટલ જઇ હું તો રૂયો

રજુ કીધા કોરટ મહી ઇન્સાફ અરે શો થાય છે
ઓર્ડર થયો હન્ટર તણો મીસ્ટર ઘણું મુઝાય છે
પૈસા ડબલ ડીશ ના દીધા ઇજ્જત અરે શું થાય છે
લોફર તણા લંકે ચઢી નામે ખરાબી થાય છે
સુણી અરે આ લેખને પ્રતિજ્ઞા લેશો પ્રેમથી
સંગે ચઢી સાચા થઇ કરશો નહિ આવું ફરી
હાથે કરી મુજ મિત્રોએ આ દેવીનું સેવન કર્યું
લેખક પટેલ પોતે કહે આ દેશમાં દુઃખ શું લહ્યું.

---

## નં. ૮

### દુઃખમાં ડુબેલી દેવીનું દીલ.

( રાગ જમાનાનો તાલ તબલાનો ).

ક્યાં છે ભારતનાં સંતાન અમારૂં શ્રેય કરનારાં
નથી કે શું અરે હિંદમાંય અમારૂં દુઃખ હરનારાં
હતી મુજ આશ અંતરની ઉછેરીને કીધા મોટા
થયા મશગુલ શું શાણા અમારૂં દુઃખ હરનારાં
નથી જોતા જરા બન્ધુ પડયું જે દુઃખ બહુ ભારી
મદદ મુજને કરો પ્યારા અમારૂં દુઃખ હરનારાં
મરે છે પુત્રો જે પ્યારા ઉગારો દેશીઓ મારાં
ગયા રણમાં ઘણા રખડી અમારૂં દુઃખ હરનારાં
ફસાવી મુજને ભારી પ્રિય બન્ધુ સુણો ધારી
દીધી કયાં કેદમાં જામી અમારૂં દુઃખ હરનારાં

હવાઇ આઝતો હાલ્યાં તમોએ શું પ્રિય માન્યાં
પડયા અહીં ઑમ્બના ગોળા અમારૂં દુઃખ હરનારાં
સહન સંકટ કરૂ કયાં જઇ અરે ઓ બાલુડા મારાં
કસો કમર તમો ભાઇ અમારૂં દુઃખ હરનારાં
શુરો મુજ પુત્ર જે પ્યારો તીલક એ સોને મન ભાવ્યો
સુતેલાને જગાડયા છે અમારૂં દુઃખ હરનારાં.
કરીને સંગ ગાંધીનો દીધી મુજ આશ અંતરમાં
ચુકો શું ધર્મને પ્યારા અમારૂં દુઃખ હરનારાં
ડુબે છે નાવ આ ભારે થઇ મસ્તાન શું ફરતા
બચાવોને હવે તેને અમારૂં દુઃખ હરનારાં
નીશાનો તો ચઢાવોને તમારા નાવને માથે
શુકાનો હાથમાં રાખો હમારૂં દુઃખ હરનારાં
ફરે આશીશ અહીં મારી સ્વીકારો પ્રેમથી જાણી
પ્રીય ચક્ષુ ચલાવીને અમારૂં દુઃખ હરનારાં
ગુણો દેવીતણા ગાવા પટેલ આ લેખમાં ફાવ્યા
વસે આનંદમાં આવા અમારૂં દુઃખ હરનારાં.

સત્યમેવ જયતે:

---

# વાંચો ! વંચાવો ! !

## અને

# મિત્ર મંડળમાં ફેલાવો.

### લેખકનાં બીજાં જાણીતાં દેશ સેવાનાં પુસ્તકો—

દેશ દર્પણ....................૦—૧—૬

ચમ્પાની કળી....................૦—૧—૬

ભાઇલાલની ભાંજગડો............૦—૧—૬

ઉપર બતાવેલાં પુસ્તકો બે આનાની ટીકીટ બીડી મંગાવી લેવા મહેરબાની કરશો.

તેમજ અમારી જુની અને જાણીતી ઘણાં લાંબા વખતથી અનુભવેલી દવાઓ નીચે મુજબની એક વખતવાપરવા ખાસ ભલામણ છે.

૧ શક્તિનો રાજા....................................૧—૦—૦

(વિર્ય રાજ)

૨ ખાંસી અને દમ માટેનો પાવડર....................૦—૪—૦

૩ આંખની તમામ ગરમીનો નાશ કરનારી ગુટીકા......૦—૧—૦

૪ માથાના દરદનો નાશ કરનાર પાવડર...............૦—૨—૦

ઉપર મુજબનાં પુસ્તકો તથા દવાઓ નીચેને સરનામેથી મળશે.

વેપારીઓને ભરપુર કમીશન-લખો:—

હેડ ઑફીસ—ભાઇલાલ દેશાઇભાઈ પટેલ શાન્તિપોળ—કરમસદ.

બ્રાન્ચ ઑફીસ નં. ૧ લાયન એન્ડ કો૦ ધી "રોયલ" સ્પોર્ટ વર્કસ—વડોદરા.

બ્રાન્ચ ઑફીસ નં. ૨ ભાઇલાલ દેશાઈભાઈ પટેલ.
મહીધરપુરાની વાણીયાશેરી, ઘર નં. ૧૬/૭—સુરત.